(…રી નિશાળોમાં ભણાવવા માટે મેહેરબાન ડીરેક્ટર
સાહેબે આ પુસ્તક મંજુર કર્યું છે.)

# …ીતિની શીખામણો.

સંગ્રહ કરનાર.

ચુનીલાલ બાપુજી મોદી.

પ્રકાશક

શા૦ હરિશ્ચંદ્ર વિઠ્ઠલની કુંપની.

આવૃત્તિ દશમી.

દોહરો.

"નીતિથકી વર્તે જનો, તેની પ્હોંચે આશ;
નીતિ વણુ રઝળી મરે, પડે પાપની પાશ."

(બાલસુબોધ.)

મેશર્સ એન. ડી. મહેતાની કું૦ કાળકાદેવી, મુંબઈ.

"તત્ત્વવિવેચક" પ્રેસ.

મુંબઈ.

સંવત ૧૯૬૨. સને ૧૯૦૫.

કીંમત ૨ આના.

## સાંકળિયું.

# નીતિની શીખામણો.

## સદાચરણ.

૧ પોતાનું આયુષ્ય સદાચરણમાં કહાડવું એ માણસનું મુખ્ય કામ છે.

૨ જે માણસ પ્રામાણિક છે, તે સર્વ લોકમાં માન પામેછે.

૩ તું તારી સાથે બીજા લોકોનું જે રીતે ચાલવું ઇચ્છે છે, તેજ રીતે તું તેમની સાથે ચાલ્યા કર.

૪ દુરાચરણી માણસનું કદી પણ ભલું થનાર નથી.

૫ દુષ્ટ કર્મ કરનારા માણસની મોટાઈ ઘણા દહાડા રહેતી નથી.

૬ દુરાચરણથી આઘા રહેવું એ બુદ્ધિમાન માણસનું કામ છે.

૭ નઠારાં કામથી અનેક પ્રકારનાં નુકસાન થાયછે.

૮ પાછળની સારી ચાલ છોડવી નહીં, પણ પાછળની માઠી ચાલ જરૂર છોડવી.

૯ પાણીથી શરીર સ્વચ્છ થાય છે, પણ સદ્બુદ્ધિ વિના આત્મા પવિત્ર થતો નથી.

૧૦ જેને નઠારાં કર્મો એકાંતમાં લજવતાં નથી, તે માણસ મંડળીમાં નઠારાં કર્મ કરવા માટે વેહેલી લાજ મૂકશે.

૧૧ બીજા કરતાં આપણે થોડું પાપ કર્યું હોય તોપણ પાપ કર્યાનો સંતોષ કદાપિ માનવો નહીં.

૧૨ શરીર ઉપર ફોલ્લો હોય, ત્યાં સૂધી નિરોગી થવાતું નથી તેમ, આપણામાં દુર્ગુણ હોય ત્યાં સૂધી સુખી થવાતું નથી.

## વડિલોનું માન.

૧ આપણે માબાપનું માન રાખતા રહેવું એટલે ઈશ્વરનો આશીર્વાદ પામીશું.

૨ માબાપ, ગુરુ અને શેઠ જે કામ કહે તે તરત કરવું, વાયદો કરવો નહીં.

૩ માબાપ કહે જે તોફાની છોકરાની સોબતમાં ફરીશ નહીં, તે માનવામાં આપણું કલ્યાણ છે.

૪ વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર અને ભયથી બચાવનાર એ ત્રણે માબાપ જેવા ગણાય છે; કેમકે તે આપણું ભલું કરનારા છે.

૫ આપણે વડિલોની મર્યાદા રાખશું તો આગળ જતાં આપણી મર્યાદા છોકરાં રાખશે.

## ઉપકાર અને અનુપકાર.

૧ ઉપકાર કરવો એ ગુણી માણસનું કામ છે.

૨ બીજાને દુઃખ દેવું એ મોટું પાપ છે.

૩ જે અનુપકારી ઉપર ઉપકાર કરેછે તે ઉત્તમ પુરુષ જાણવો.

૪ જે શરણે આવે તેનું સંરક્ષણ કરવું.

૫ આપણે વગર આશાએ બીજાનું સારૂં કરીએ, તો ઈશ્વર આપણું જરૂર સારૂં કરશે.

૬ પરોપકાર કર્યાથી આપણા આત્માને જેવો સંતોષ થાયછે, તેવો આનંદ બીજી મોજ મઝાથી થતો નથી.

## છોકરાંની વર્તણુક.

૧ સોળ વરસની વય થાય ત્યાં સુધી છોકરા-ઓએ પોતાની બુદ્ધિએ ચાલવું નહીં.

૨ ઘરમાં રહીએ ત્યાં સુધી માબાપ કહે તેમ અને નિશાળમાં હોઈએ ત્યારે મહેતા-જીની આજ્ઞા પ્રમાણે ચાલવું.

૩ સારો અથવા માઠો જે ગુણ બાળપણથી વળગે તે મરતાં સુધી છૂટે નહીં.

૪ કુમળું ઝાડ જેમ વાળીએ તેમ વળેછે, પણ કઠણ થયા પછી વળાતું નથી, તેમ માણસની બુદ્ધિ પણ મોટપણે જડ થાયછે.

૫ નિશાળે જવાની વેળા ચૂકાવવી નહીં, દર રોજ બરાબર વખતે નિશાળે જવું.

૬ બધા છોકરાઓ કરતાં હું મારો પાઠ વેહેલો શીખીશ, એવું અભિમાન રાખવું.

૭ આજ કેટલું નવું શીખ્યો તેનો દરરોજ વિચાર કરવો. કંઈ પણ નવું શીખ્યા વગર દહાડો જવા દેવો નહી.

૮ નિશાળે જતાં રસ્તામાં નઠારાં છોકરાં રમવાને બોલાવે અને તેમની જોડે રમવાનું મન થાય તોપણ જવું નહીં.

૯ નાનપણમાં સ્મરણશક્તિ સારી હોયછે અને મોટપણે વિદ્યાનો અનુભવ થતાં મનનું સમાધાન ઠીક થાય છે.

## રીસ.

૧ રીસ લાગવા જેવાં કામ થોડાંજ હોય છે.

૨ રીસ ચઢવાને જેને વાર લાગે તે ઉત્તમ પુરુષ જાણવો.

૩ મીઠા ભાષણથી જવાબ આપીએ તો ટંટો થાય નહિ.

## ક્ષમા.

૧ તમને કોઇ દુઃખ દે તેને બદલે તમે તેને દુઃખ દેશો નહીં.

૨ અપરાધ માફ કરવો એ મોટા માણસનું મુખ્ય કામ છે.

૩ આપણે બીજાના અપરાધ ક્ષમા કરીશું તો ઈશ્વર આપણા અપરાધ ક્ષમા કરશે.

## દુર્વ્યસન.

૧ દારૂ, ભાંગ, અફીણ, ગાંજો, ઇત્યાદિ કેફી વસ્તુઓ ખાવી નહીં, કેમકે એથી શરીરને નુકસાન થાય છે.

૨ જુગાર રમાતો હોય ત્યાં ઊભા પણ રહેવું નહીં.

૩ જુગાર વગેરે ખરાબ વ્યસનથી ચોરી કરવાની ટેવ પડે છે, ને ચોરી કરતાં જીવ પણ જાય છે અને આપણી સાત પેઢીને બટ્ટો લાગે છે.

૪ જુગારના પૈસાથી આજ સુધી કોઈ પણ માણસ સુખી થયું નથી.

૫ જુગારથી કેટલાક દરિદ્રી થયા, કેટલાએક જીવ ખોયા, ને કેટલાક ફાંસીએ પણ ગયાછે.

૬ નઠારા વ્યસનમાં પૈસો ખરચ્યો તે ફોગટ ગયો એમ સમજવું.

૭ કોઈ સારા માણસને કદાપિ એકાદ નઠારૂં વ્યસન હોય, તો તેનું જોઇને આપણે તે પકડવું નહીં. તેના ગુણ માત્ર લેવા.

૮ કોઈના અવગુણ ગ્રહણ કરવાં નહીં.

## પ્રામાણિક વર્તણુક.

૧ ચોરી કરવી નહીં.

૨ ખોટાં કાટલાં અથવા ખોટાં ત્રાજવાં કે ઓછાં માપ રાખવાં એ મોટો ગુહ્નો છે.

૩ લાંચ ખાવી નહીં.

૪ ટંટાખોર અથવા ફિતૂરી લોકોની મસલતમાં કદાપિ સામેલ થવું નહીં.

૫ હિસાબ ચોખ્ખો રાખવો.

## સાચું બોલવું.

૧ સર્વદા સાચું બોલવાની ટેવ ખાસુખાં રાખવી.

૨ જે માણસો જુઠું બોલેછે અથવા જુઠી સાહેદી પૂરેછે, તે ઘણા પાપી છે એમ સમજવું.

૩ જુઠું બોલવાથી પરમેશ્વરને મીઠું લાગે છે.

૪ જુઠા માણુસના બોલવા ઉપર વિશ્વાસ રાખવો નહીં.

૫ હું તમારૂં કામ કરીશ એમ કહીને કોઇને વિશ્વાસ આપ્યો તો તે કામ કરવાને ચૂકવું નહીં.

૬ વિશ્વાસ આપીને ઘાત કરવો; એ કરતાં બીજાં મોટાં પાપ થોડાંજ છે.

૭ બોલે કંઈ અને કરે કંઈ, એવું માણુસ ખરૂં બોલે તોપણ લોક માને નહીં.

૮ સત્ય ઉપર વ્યવહાર ચાલે છે માટે સત્ય છોડવું નહીં.

૯ ગપ ચલાવવી નહીં.

## ચાડી.

૧ ચાડીઆ સાથે ફરવું નહીં.

૨ કોઈની નિંદા અને ચાડી કદાપિ કરવી નહીં.

૩ બીજાના ગુણના વખાણ કરતા રહેવું.

## લોભ અને ઉદારતા.

૧ જે પોતાના વૈભવનો પોતે એકલો ઉપયોગ કરેછે, તેનું જીવતર ફોગટ જાણવું.

૨ લોભી માણસ ઘણા પૈસાની આશાએ જે સુખ હોય તે પણ ખોય છે.

૩ ઉદાર માણસ ઉપર સર્વ લોકોની મમતા હોય છે, માટે તેને કદાપિ અડચણ આવી પડે તો તે ઘણા દહાડા રહેતી નથી.

૪ ઉદારતા રાખવી, પણ ઉડાઉપણું ન રાખવું.

## અદેખાઇ.

૧ અદેખાઇથી માણસનું શરીર લેવાય છે.

૨ અદેખું માણસ બીજાનું સુખ જોઇને તથા વખાણ સાંભળીને દુઃખી થાયછે અને બીજાનું દુઃખ જોઇને તથા નિંદા સાંભળીને ખુશી થાયછે.

૩ અદેખું માણસ બીજાને દુઃખ થવા માટે પોતે પણ દુઃખ ભોગવેછે. આ ઉપરથી અદેખાઈ કેવો નઠારો ગુણ છે તે સમજાશે.

## ગર્વ અને નમ્રતા.

૧ નમ્રતા રાખવી. ગર્વ કરવો નહીં.

૨ હું મોટો છું એવું કદાપિ મનમાં આણવું નહીં.

૩ જે માણસ અભિમાની છે, તેની બેઆબરૂ સહજ થાયછે.

૪ ગર્વ કજીઆનું મૂળ છે.

૫ આપણા ગુણ આપણે મોંઢે વખાણવા નહીં, કેમકે તેમાં આપણી મૂર્ખાઈ જણાય છે.

૬ કોઈ કાંઈ બોલતું હોય તેમાં યુક્તિથી પણ આપણી બડાઈની વાત આણવી નહીં કેમકે એવા બોલવાનું વજન પડતું નથી.

## દયા.

દયા ધરમકો મૂલ હે, પાપ મૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જ્યોંલગ ઘટમેં પ્રાન.

૧ જે લોકો દુ:ખમાં પડ્યા હોય તેની ઉપર દયા રાખવી.

૨ ભલા માણુસ પોતાનાં જનાવરનું પણ સારી રીતે પાલન કરે છે.

૩ જે ગરીબ ઉપર દયા રાખે છે, તેની ઉપર સંકટની વેળાએ પરમેશ્વર દયા રાખેછે.

૪ આપણો શત્રુ ભૂખ્યો હોય, તો તેને પણ અન્ન આપવું.

## મહેનત.

૧ જે લોક પોતાનાં સઘળાં કામ ઘણી મહેનતે કરે છે, તેનેજ પરમેશ્વર સહાય થાય છે.

૨ આપણું કામ આપણાથી જેટલું થાય તેનો

દશમો ભાગ પણ બીજાથી થતું નથી.

૩ મોટી ઇમારત દરરોજ નિયમ પ્રમાણે બાંધ્યાથી પૂરી થાય છે; મોટો ગ્રંથ દરરોજ નિયમ પ્રમાણે વાંચ્યાથી મોંઢે થાયછે; તેમજ ગમે તેવી કઠણ વિદ્યા પણ રોજ રોજ નિયમ પ્રમાણે શીખ્યાથી આવડશે.

૪ દરેક કામ કરવા મહેનત કરવી, દૈવપર ભરોસો રાખવો નહીં. મહેનત વિના દૈવ લુલું છે.

૫ આળસનું જોર વધવાં દીધું તો આપણા શરીર અને મનનું પણ ધણીપણું તે લઈ બેસશે.

૬ સારૂં કામ કરવાનું મનમાં આવ્યું કે તેજ વખતે કરવું. "શુભસ્ય શીઘ્રમ્" એ સંસ્કૃત કહેવત છે.

૭ આળસ એ દળદર અને દુઃખનું મૂળ છે.

૮ ઊંઘ ઘણી વહાલી કરવી નહીં, કેમકે તેથી દરિદ્ર આવેછે.

## સોબત અને દોસ્તી.

૧ સારા માણસને મૂકીને નઠારા માણસની દોસ્તી કરવી નહી.

૨ સારા મિત્ર સાથે કદી બગાડ કરવો નહીં.

૩ મશ્કરી કરવી એ મિત્રાઈનો શત્રુ છે.

૪ મિત્રની પરીક્ષા સંકટની વેળાએ થાય છે.

૫ માઠે રસ્તે જનારા લોકો ઘણા છે માટે માઠાની સોબત કરવી નહીં.

૬ દુષ્ટ માણસની સોબતથી સારા માણસનો સ્વભાવ પણ બગડે છે.

૭ જેને સારા માણસો સારો કહે, તેની સોબત અને મૈત્રી કરવી.

૮ જેને ઘણા પ્રકારનાં વ્યસન હોય તેને ઓળે પણ ઊભા રહેવું નહીં, કેમકે તે આપણને બગાડશે.

## બુદ્ધિ અને વિદ્યા.

૧ પ્રાતઃકાળે વિદ્યાભ્યાસ કરેથી વિદ્યા વેહેલી આવડે છે.

૨ જ્ઞાન તથા બુદ્ધિનો તિરસ્કાર મૂર્ખ માણસોજ કરે છે.

૩ બુદ્ધિમાન છોકરો માબાપને સુખ દે છે.

૪ સોના કરતાં ડહાપણ સારૂં છે.

૫ મૂર્ખ છોકરાને જોઈ માબાપને નિરંતર દુઃખ થાયછે.

૬ વિદ્યા વિના ડહાપણું નહીં અને ડહાપણ વિના આબરૂ નહીં.

૭ વિદ્યાની ગરજ સર્વને પડે છે.

૮ નાનપણમાં જેવી વિદ્યા આવડે છે, તેવી મોટપણે આવડતી નથી, માટે નાનપણમાં વિદ્યાભ્યાસ કરવો.

૯ બીજા ધનને ચોર લઈ જાયછે, પણ વિદ્યારૂપી ધનને ચોરની બીક નથી.

૧૦ જેમ અંધારા કરતાં અજવાળું સારૂં દેખાયછે, તેમ અજ્ઞાન કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે.

૧૧ બીજું ધન ખરચ કર્યાથી ઘટેછે, પણ વિદ્યા ધન જેમ વાપરીએ તેમ વધે છે.

## આબરૂ.

૧ પૈસા કરતાં આબરૂ મોટી; કેમકે ગએલી આબરૂ ફરી મળતી નથી, પણ ગએલું દ્રવ્ય ફરી મળે છે.

૨ આબરૂ વગર એકલા પૈસાથી અથવા એકલી વિદ્યાથી સંતોષ થતો નથી.

૩ આબરૂ જોઇતા હોય તો દુર્ગુણ તજવા અને દુર્જનને ઓળે પણ ઊભા રહેવું નહીં.

## કૃતજ્ઞતા.

૧ બીજાએ કરેલા ઉપકાર સંભારીને તેના ઉપર પાછો ઉપકાર કરવાની જે ઈચ્છા તેનું નામ કૃતજ્ઞતા.

૨ કૃતજ્ઞતા કરતાં મનને વધારે આનંદ પમાડનાર બીજું કંઈ નથી.

૩ બીજા સદ્ગુણ આચરવા જેવા કઠણ અને દુ:ખદાયક છે, તેવી કૃતજ્ઞતા નથી. કૃતજ્ઞતાથી તો ઉલટો સંતોષ થાય છે.

૪ માણસ માણસની કૃતજ્ઞતા માનેછે તો પોતાના કર્ત્તાની કૃતજ્ઞતા માનવાની કેટલી બધી જરૂર છે!

૫ ઉપકાર કરનારને જે પ્રતિઉપકાર કરેછે તેના તેવા કામમાં લોક ખુશીથી સહાય કરેછે.

૬ જે પોતાનું સારૂં કરનારને ઉપદ્રવ કરેછે તેનું કોઈ દહાડે ભલું થતું નથી.

## સંતોષ.

૧ આપણને પરમેશ્વરે જે આપ્યું હોય તેમાં સંતોષ માનવો. અસંતોષી માણસને કોઈ પણ ચીજથી સુખ થતું નથી.

૨ બીજાનાં સારાં લૂગડાં ઘરેણાં જોઈને તેવાં આપણા માબાપ પાસે હઠ કરીને માગવાં નહીં, કેમકે તેમને સામર્થ્ય ન હોય તો ક્યાંથી લાવી આપે?

૩ જેનું મન સંતોષી તે ધનવાન્ અને જેની ઈચ્છા અતિ મોટી તે દરિદ્રી.

૪ હું ઘણો દુઃખીઆરો છું એમ મનમાં આવે તો આપણા કરતાં વધારે દુઃખી હોય તેને જોઈને આપણે આપણું સમાધાન કરવું.

## ભાષણ.

૧ હસતાં હસતાં બોલવું નહીં. બોલતાં ગર્વ ધરવો નહીં.

૨ બોલતાં લજવાવું નહીં; મર્યાદાથી પણ નિર્ભયપણે બોલ્યા જવું.

૩ હિતકારક અને મોઠું ભાષણ કરવું.

૪ કોઈનો ધિક્કાર કરવો નહીં.

૫ બીજાનું બરાબર સાંભળી લઈને જવાબ દેવો, ઉતાવળ કરીને વચમાં બોલવું નહીં.

## કરજ.

૧ ઉધાર જણસ આણવાની ટેવ રાખવી નહીં. આણવી પડે તો ખાતું વધારે દહાડા ચલાવવું નહીં.

૨ ઉપજ કરતાં ખરચ વધારે કરવાથી કરજદાર થવાય છે.

૩ કરજ કરીને ખરચ કરે છે તે પાછળથી પસ્તાય છે.

૪ સાહુકારનો વાયદો ચૂકયા એટલે એકાદ દહાડો તે રસ્તામાં આબરૂ લે, તેના જેવી બીજી શરમ થોડી છે.

## ધીરજ.

૧ માણસને ગરીબાઈ, પોતાના વહાલાનું મરણ ઇત્યાદિ અનેક સંકટો આવી પડેછે. તે વખતમાં ધીરજ રાખવી.

૨ બાવરા માણસનું મન સંકટમાં ડગમગેછે અને ધીરજવાન માણસનું મન દરિયામાંના ખડકની પેઠે દુઃખમાં ડગડગતું નથી.

## ભીખ.

૧ આબરૂદાર માણસને ભીખ સરખી બીજી લાજ નથી.

૨ શરીરમાં જોર છતાં જે ભીખારી થઈ પેટ ભરેછે તેને જીવતાં છતાં મુઆ બરાબર જાણવો.

૩ હું મારી મહેનતે મેળવેલા અન્નથી જીવીશ અને ખરી મહેનતે મેળવેલી સંપત્તિએ સુખી થઈશ. એમાંજ મારી આબરૂ છે આ પ્રકારનું અભિમાન રાખવું.

૪ આપણા ગુણ અને મોટાઈ બીજા પાસે ભીખ માગવાથી નાશ પામે છે.

૫ જ્યાં સુધી નીભે ત્યાં સુધી ભીખ માગવી નહીં અને સદાવ્રતનું અન્ન ખાવું નહીં.

૬ આપણું સર્વ કલ્યાણ આપણા ઉદ્યોગ, સાચવટ અને નિશ્ચયના બળ ઉપર છે એમ ખૂબ સમજી રાખવું.

## દ્રવ્ય.

૧ સારા કામથી પૈસા મેળવવા અને તે સારા કામમાં ખરચવા.

૨ દ્રવ્યનું સાર્થક એજ કે પરોપકાર કરવો.

૩ નઠારાં કામથી દ્રવ્ય મેળવવું નહીં. નઠારા કામથી મેળવેલા દ્રવ્યનો ઉપયોગ ગમે તે કરે તો પણ નઠારા કામનું પાપ તે મેળવનારનેજ લાગેછે.

૪ બીજાની બરોબરી કરવા માટે કેવળ મમતથી મોટો ખરચ કરવો નહીં.

## વિચાર.

૧ પહેલેથી વિચાર કર્યા વગર એકાએક કંઈપણ કામ કરવા માંડવું નહીં.

૨. કયા ઉપાયથી કયું કામ થશે એ વિચારથી સમજાયછે.

૩ ઘણા પદાર્થ સારા છતાં માઠા અથવા માઠા છતાં સારા દેખાય છે, માટે વિચાર કરવાની ટેવ રાખવી, જેથી સારૂં માઠું પરખાય.

૪ અવિચારી માણસ સુખી થતું નથી.

## લૂગડાં ઘરેણાં.

૧ વધારે કીમતનાં લૂગડાં ઘરેણાંથી પોતાની શોભા માનવી એ હલકા માણસનું કામ છે.

૨ સારા ગુણથી જે શોભા પમાય છે તેવી કંઈ કીમતી લૂગડાં ઘરેણાંથી મળતી નથી.

## દ્રવ્ય સંરક્ષણ.

૧ આપણી પેદાશ કેટલી છે તેનો વિચાર કરીને પેદાશ કરતાં ખરચ ઓછો કરતાં જવું.

૨ દુઃખની વેળાસારૂ પૈસાનો સંગ્રહ કરવો.

૩ અગાડી દ્રવ્ય મળવાનું છે તે ઉપર ભરોસો રાખીને આગમચથીજ ખરચ કરવો નહીં.

૪ પૈ પૈ એકઠી કરતાં રૂપિયો થાયછે, માટે પૈની અવગણના કરવી નહીં.

## વખતનો સદુપયોગ.

૧ ગયો વખત ફરીથી આવતો નથી માટે વખત ફોકટ જવા દેવો નહીં.

૨ યોગ્ય ઉદ્યોગમાં જે પોતાનો વખત કાઢે છે, તેવો રંક પણ કોઈ વાર રાજા થાય છે.

૩ જરૂરનાં કામો માણસની પાછળ ઘણાં છે, માટે એક પળ પણ ફોકટ જવા દેવી નહીં.

## ગાળાગાળી.

૧ જે ગાળો દેછે અથવા નિંદા કરેછે તે પોતાની હલકાઈ પ્રગટ કરેછે.

૨ બોલતાં બોલતાં રીસ ચઢે તોપણ ગાળાગાળી ઉપર આવવું નહીં.

૩ ગાળ દેનારને કુમકની જોરથી ઉઘાડો દંડ ન થાય તોપણ આબરૂને તો બટ્ટો લાગેજ.

## હિતનાં વચનો.

૧ કહેલી શીખામણ જે સાંભળતો નથી તેને બહેરો જેવો જાણવો.

૨ જે ક્રોધને વશ થાય તેને આંધળા જેવો જાણવો.

૩ જે સારૂં બોલી જાણતો નથી તેને મૂઢ જાણવો.

૪ જે સારૂં માઠું સમજતો નથી તેને મૂર્ખ જાણવો.

૫ જેને હાથે પરોપકાર ઘણા થયા છે તેને મોટો જાણવો.

૬ જુવાની, પૈસા અને આયુષ્યના ભરોસા ઉપર જે રહેતો નથી તેને સાવધ જાણવો.

૭ જે સંકટથી ડરતો નથી તેને ધીરજવાન જાણવો.

૮ જેનું મન સ્થિર તે સુખી.

૯ કોઈ આપણાં વખાણ કરે તે ઉપર ભૂલવું નહીં, કેમકે પોતાની મતલબ માટે ખોટાં વખાણ ઘણા કરે છે.

૧૦ આપણી પાછળ કોઈ આપણી નિંદા કરે તે સાંભળીને લડવા જવું નહીં, કેમકે પીઠ પાછળ હલકા લોકોજ માઠું બોલેછે.

૧૧ કોઈ ગરીબને જોઈને તેનો અનાદર કરવો નહીં, કેમકે કદાચિત્ કોઈ વેળા આપણી પણ એવી દશા થવાનો સંભવ છે.

૧૨ કોઈ સાથે વેર બાંધવું નહીં.

૧૩ આપણી પાસે દ્રવ્ય હોય ત્યારે દોસ્તી કરવા ઘણા જણા આવેછે.

૧૪ સારી શીખામણનું ભાષણ ઘણું કરીને કઠણ લાગે છે, પણ તેજ હિતકારક હોય છે.

૧૫ આપણી છાની વાત ઘણું કરીને કોઇને વિશ્વાસ રાખીને કહેવી નહીં.

૧૬ છાની વાત સારા મિત્રનેજ કહેવી.

૧૭ આપણી પેદાશ અને ખરચ માંડતાં રહેવું, તેણે કરીને માણસ સાવધ રહેછે.

૧૮ વ્યવહારની વાતે શરમ રાખવી નહીં.

૧૯ યુક્તિની વાત નાના પાસેથી પણ લેવી.

૨૦ ઘરમેળે કજિયા પતે ત્યાં સુધી સરકાર-દરબારમાં જવાની ભાંજગડમાં પડવું નહીં.

૨૧ મૂએલા માણસનું સર્વથા ભૂંડું બોલવું નહીં.

૨૨ કોઈની છાની વાત ઊઘાડી કરવી નહીં.

૨૩ મેવો મીઠાઈ ખાવાની જીભને ટેવ પાડવી નહીં.

૨૪ બીજાનો કજિયો વેચાતો લેવો નહીં.

૨૫ એક કામ પૂરૂં થયા પછી બીજા કામમાં હાથ ઘાલવો.

૨૬ બે જણા વાતો કરતાં હોય ત્યાં બોલાવ્યા વગર જવું નહીં.

૨૭ આપણે બીજાને વાત કહેતા હોઇએ અને તે ચિત્ત દઇને સાંભળતો ન હોય, તો તેને જોરાવરીથી સંભળાવવી નહીં.

૨૮ આપણે કામમાં હોઇએ અને બીજો કોઈ કામ લઇને આવે, તો તેને ખોટી કરવો નહીં.

૨૯ પાંચ દશ કામ એકી વારે કરવા માંડે તે માણસનું એક પણ કામ પૂરૂં થતું નથી.

૩૦ ચાર માણસમાં આપણે ડાહ્યા થઈને આગળ પડી બોલવું નહીં.

૩૧ આપણે કંઈ વાત ભૂલ્યા એવું મનમાં આવે તો તે કબૂલ કરવું, તે વિષે દુરાગ્રહથી મિથ્યા વાદવિવાદ કરવો નહીં.

૩૨ ઘણી મમતાથી છોકરાં બગડે, માટે સર્વ માણસોએ છોકરા ઉપર મમતા એવી કરવી કે, જેથી તેમનાં દુર્ગુણ જઇને તેઓ મોટપણે સદાચરણી થાય.

૩૩ શેઠ સદ્ગુણી કે દુર્ગુણી છે તે ઘણું કરીને તેના નોકરો ઉપરથી સમજાય છે; કેમકે 'જેવા શેઠ તેવા વાણોતર.'

૩૪ શરીરને જેવો જખમ તેવો મનને દુર્ગુણ જાણવો. ઘા રૂઝાય તોપણ નિશાની રહેછે, તેમ એક વખત પેઠેલો દુર્ગુણ પોતાની નિશાની રાખેછે, માટે દુર્ગુણથી ડરતા રહેવું.

૩૫ જે સારો ઉપદેશ સાંભળતો નથી તેને ગરીબાઇ વહેલી આવેછે અને ઇજત પણ જાય છે.

૩૬ બીજા વિષે સહજમાં નઠારી કલ્પના કરવી નહીં.

## પરમેશ્વર વિષેનાં વચનો.

૧ સવારે અને સાંજે પરમેશ્વરના ઉપકારનું સ્મરણ કરતાં રહેવું.

૨ પરમેશ્વર દયાળુ અને સર્વ પદાર્થોનો દાતા છે. તેજ સર્વ જગતનો ન્યાય કરનાર છે. જે લોકો માઠાં કામ કરશે તેમને તે શિક્ષા કરશે.

૩ સર્વ માઠી કલ્પના માણસને અપવિત્ર કરે છે. કેવળ ખાવા ઉપર પવિત્રપણું નથી પણ અંતઃકરણની વૃત્તિ ઉપર ઈશ્વરની નજર છે.

૪ પરમેશ્વર ઉપર ભરોસો રાખીને સદા ઉદ્યોગી રહેવું.

૫ પરમેશ્વરે સઘળી વસ્તુઓ જગત્‌ના કલ્યાણમાટેજ ઉત્પન્ન કરી છે.

૬ આપણું સારૂં માઠું કામ ઈશ્વર જુવેછે. અને આપણું ભાષણ તે સાંભળે છે. માટે જે કરવું તે તેનાથી ડરતાં રહીને કરવું.

૭ મનમાં ઈશ્વરના બીક રાખીને તેની સર્વ આજ્ઞાઓ માનવી.

૮ આપણને પરમેશ્વરે શાસારૂ ઉત્પન્ન કર્યા છે, તેનો રાત દહાડો વિચાર કરતાં રહેવું.

૯ સંસારમાં મોટપ અને નહાનમ પરમેશ્વરની સત્તાથી પ્રાપ્ત થાયછે.

( સમાપ્ત )

---

# શા૦ હરિશ્ચંદ્ર વિઠ્ઠલની કુંપનીમાં મળતાં પુસ્તકો તથા નકશાઓ.

## બાળોપયોગી.

| | કીમત. | પોસ્ટેજ. |
|---|---|---|
| બાળવાંચન ... ... ... ... | ૦— ૧—૦ | ૦—૦—૬ |
| પ્રાણીપ્રદર્શન ... ... ... ... | ૦— ૨—૦ | ૦—૦—૬ |
| બહુરત્નાવસુંધરા ... ... ... | ૦— ૨—૦ | ૦—૦—૬ |
| બાલસુબોધ ... ... ... ... | ૦—૧૦—૦ | ૦—૨—૦ |
| બાલમિત્ર ... ... ... ... | ૦— ૭—૦ | ૦—૨—૦ |
| ગૂજરાતી મૂળાક્ષરોના કાર્ડ... ... | ૦— ૪—૦ | ૦—૦—૬ |
| ગૂજરાતી મૂળાક્ષરોના નકશા ... | ૦— ૮—૦ | ૦—૨—૦ |
| બાલબોધ ” ” ... | ૦— ૮—૦ | ૦—૨—૦ |
| અંગ્રેજી ” ” ... | ૦— ૮—૦ | ૦—૨—૦ |
| સરસ કવિતા સંગ્રહ ” ... | ૦— ૮—૦ | ૦—૨—૦ |
| લેખ પદ્ધતિ ... ... ... ... | ૦— ૩—૦ | ૦—૧—૦ |

## વાર્તા.

| | | |
|---|---|---|
| સુખસાધક ... ... ... ... | ૦— ૪—૦ | ૦—૦—૬ |
| છેલનીવાર્તા ... ... ... ... | ૧— ૦—૦ | ૦—૨—૦ |
| હિંદી નાઈટ... ... ... ... | ૧— ૦—૦ | ૦—૧—૦ |
| બાદશાહ બીરબલની વાર્તા ભાગ ૧ થી ૧૬ દરેક ... ... | ૦— ૧—૦ | ૦—૦—૬ |
| સેતાનનો સાથી ... ... ... | ૧— ૪—૦ | ૦—૧—૬ |
| મહાકાળીની મૂર્તિ ... ... ... | ૨— ૦—૦ | ૦—૨—૬ |
| વસંતસેના ... ... ... ... | ૧— ૦—૦ | ૦—૨—૦ |
| ચાણાક્યની ચતુરાઈ... ... ... | ૧— ૦—૦ | ૦—૨—૦ |

## તત્ત્વજ્ઞાન.

| | | |
|---|---|---|
| શ્રીમદ્ ભગવદ્ગીતા ભાષાંતર ... | ૦— ૨—૬ | ૦—૦—૬ |
| શ્રીમદ્ ભગવદ્ગીતા મૂળ શ્લોક તથા સુબોધિની ટીકા સાથેનો ગુટકો. | ૦— ૮—૦ | ૦—૧—૦ |
| ષોડશ ગ્રંથ ... ... ... ... | ૧— ૦—૦ | ૦—૨—૦ |
| ધર્મબોધ ... ... ... ... | ૦— ૧—૦ | ૦—૦—૬ |

## ચરિત્રો.

| | | |
|---|---|---|
| મહારાણી વિક્ટોરિયાનું ચરિત્ર ... | ૦— ૨—૦ | ૦—૦—૬ |
| સોક્રેટીસ ચરિત્ર ... ... ... | ૦— ૪—૦ | ૦—૦—૬ |
| કોલંબસ ચરિત્ર ... ... ... | ૦— ૫—૦ | ૦—૨—૦ |
| શ્રી વલ્લભાચાર્ય ચરિત્ર ... ... | ૦— ૪—૦ | ૦—૧—૦ |
| ભુકકુંડ ચરિત્ર ... ... ... | ૦— ૨—૦ | ૦—૦—૬ |
| શ્રીગટ્ટૂલાલ જીવન સ્મરણ ... ... | ૦— ૧—૦ | ૦—૦—૬ |
| ચરિત્ર નિરૂપણ ... ... ... | ૦— ૮—૦ | ૦—૨—૦ |
| વનરાજ ચાવડો ... ... ... | ૧— ૮—૦ | ૦—૨—૦ |

## કોષો.

| | | |
|---|---|---|
| ગૂજરાતી શબ્દાર્થસિંધુ ... ... | ૩— ૦—૦ | ૦—૩—૦ |
| સંસ્કૃત ગૂજરાતી કોષ ... ... | ૪— ૦—૦ | ૦—૩—૦ |
| ગૂજરાતી અંગ્રેજી ડીક્ષનરી... ... | ૧— ૮—૦ | ૦—૨—૦ |
| અંગ્રેજી ગૂજરાતી ડીક્ષનરી... ... | ૨— ૦—૦ | ૦—૩—૦ |

## ગણિત.

| | | |
|---|---|---|
| સહેલગણિત, જેમાં સાત પ્રકારના હિસાબો તૈયાર છે ... ... | ૨— ૦—૦ | ૦—૪—૦ |
| કાયડા સંગ્રહ... ... ... ... | ૦— ૪—૦ | ૦—૦—૬ |
| દેશી હિસાબ ભાગ ૧ લો ... ... | ૦— ૧—૦ | ૦—૦—૬ |
| નામાની પદ્ધતિ ... ... ... | ૦— ૩—૯ | ૦—૧—૬ |

# THE ENGLISH TEACHER.

# ( ધી ઈંગ્લીશ ટીચર. )

## અંગ્રેજી શિક્ષક.

માસ્તરની મદદ વગર થોડે ખરચે, થોડી મહેનતે અને થોડા વખતમાં અંગ્રેજી શીખી શકાય એવું પુસ્તક.

એની અંદર એ, બી, સી, ડી, થી શીખવાનું શરૂ છે ચારે જાતની એ, બી, સી, ડી, સાથે જુદા જુદા નવા નવા શબ્દોવાળા ૧૦૮ પાઠ, તેમજ જુદી જુદી જાતનાં વાકયો, અંગ્રેજી વાકયો ગોઠવવાની રીત, દરેક ધંધાદારી, ગાંધી, તેલી, તંબોલીને લગતા શબ્દો, ઈમારતને લગતી દરરોજ વપરાતી અને જોઈતી ચીજોનાં નામો અકારાદિ ગોઠવ્યાં છે. દરેક અંગ્રેજી શબ્દ, કે વાકયની આગળ તેના ગૂજરાતી ઉચ્ચાર આપેલા છે. આ ગૂજરાતી ઉચ્ચાર એવી રીતે આપેલા છે કે અંગ્રેજી ભાષાથી તદન અજાણ્યો માણુસ પણ તે ઉચ્ચાર તુરત વાંચી શકે. તે સાથે વળી ગૂજરાતી નામ અંગ્રેજીમાં લખવાની રીત, તથા ગૂજરાતી કહેવતો તેના અંગ્રેજી અર્થ અને ઉચ્ચાર સાથે આપેલી છે. પરચુરણ ધંધાનાં વાકયો સાથે ડાકટરની સાથે વાતો કરવાનાં વાકયો પણ સહેલાં અને સમજી શકાય એવાં આપ્યાં છે.

આ ચોપડી અંગ્રેજી તદ્દન નહિ જાણુનારને પણ બહુજ ઉપયોગની તો છેજ, એટલુંજ નહિ પણ થોડું ઘણું અંગ્રેજી જાણુનારને પણ તે ઉપયોગી છે.

ડેમી ૧૨ પેજી મોટા કદના ૨૪૦ પાનાં, ઉંચા કાગળ ઉપર સફાઈદાર અક્ષરથી છાપેલી છે.

**કીમત કાગળના પુઠાંની, રૂ ૦ાા અને કપડાનાં પુઠાંની રૂ ૧.** પોસ્ટેજ વે. પે. રૂ ૦)=

**વેચનાર–મેસર્સ એન. ડી. મહેતાની કુંપની મું**

## આ ગ્રંથકારનાં બીજાં પુસ્તકો.

| | | રૂ. | આ. |
|---|---|---|---|
| ૧. | રોબિન્સન્ક્રૂસોનું સહાસિક ચરિત્ર ... | ૦ | ૭ |
| ૨. | ફ્રેન્ચ રેવોલ્યુશન ( ફ્રાન્સ રાજ્યક્રાંતિ ) | ૦ | ૧૨ |
| ૩. | સિંકદર નામું ( એલેકઝાંડર ધીગ્રેટ ) | ૧ | ૪ |
| ૪. | પ્રતાપી પીટરનું ચરિત્ર આવૃતિ ત્રીજી. | ૦ | ૧૨ |
| ૫. | રાવ સાહેબ મોહનલાલ રણછોડદાસ ઝવેરીનું ચરિત્ર અથવા ગૂજરાતની કેળવણીની હકીકત ... ... | ૦ | ૮ |
| ૬. | મહાન આલ્ફ્રેડ ધીગ્રેટ ... ... | ૦ | ૫ |
| ૭. | નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર ... | ૧ | ૪ |
| ૮. | અબલોન્નતિ લેખમાળા ભાગ ૧ ... | ૦ | ૮ |
| ૯. | યુનાઇટેડ્ સ્ટેટ્સની લોકસ્થિતિ અને પ્રવાસવૃત્ત ભાગ ૧ લો. એમાં અમેરિકા ખંડની હાલની રાજકીય, સાંસારિક, ધાર્મિક, આર્થિક, વગેરે સર્વ જાણવા જેવી બાબતોનું સરલ વર્ણન છે ... | ૧ | ૦ |

### મળવાનાં ઠેકાણાં:—

મુંબઈ—મેસર્સ હરિશ્ચંદ્ર વિઠ્ઠલની કુંપની, પં. શ્રીગટ્ટૂ લાલજી ધર્મપુસ્તકાલય ભૂલેશ્વર. એન. એમ. ત્રિપાઠીની કુંપની.

સુરત—બુકસેલર ત્રિભોવનદાસ ગોપાળદાસ તથા કરસનદાસ નારણદાસ અને કર્તા પાસે ખપાટીએ ચકલે.

અમદાવાદ—મગનલાલ મોતીલાલની કુંપની.